સ્ટુડન્ટસ્ ફેડરેશન (સુરતશાખા)

તરફથી

# દુકાળ ફંડના લાભાર્થે

ભજવવામાં આવેલા.

# ચવચવનો મુરબ્બો

તા. ૩ જુન ૧૯૧૯

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—

નરેન્દ્ર નારણશંકર દવે.

માણેકલાલ મોતીલાલ કરવતીયા.

અંબાજીરોડ—સુરત,

ગા. ખુબચંદ અમીચંદના ધી સુરત જબ્હન એ. પ્રો. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું. ઠા ખપાટીયા ચકલા—સુરત.

કીંમત ૦—૧—૦

# કાર્યક્રમ

## પહેલો ભાગ

૧ મંગલાચરણ. (૧)

૨ તરતનો ગ્રેજ્યુએટ.

( યુનીવર્સીટીમાંથી તરતનો પાસ થયલો એક ગ્રેજ્યુએટ યુવક પોતાનાં જ્ઞાન અને શક્તિ માટે બહુ ઉંચો અભિપ્રાય ધરાવે છે; અને એક ઓફીસમાં હેડ કલાર્કની જગા માટે પોતાનાં સર્ટીફીકેટ સાથે વગર રજાએ દાખલ થાય છે. ત્યાં તેની ઉદ્ધત અને અપમાન ભરેલી વર્તણુકથી ઓફીસના સાહેબ તથા કારકુન વર્ગ ગુસ્સે થાય છે અને છેવટે તેને ઉડાઉ જવાબ આપી બનાવીને કાઢી મૂકે છે )

૩ Dr. Puffstuff ( પફસ્ટફ નામના એક ડોકટરની આપવડાઇ. )

૪ ગાયન (૨)

૫ Trial of poets ( પ્રખ્યાત અંગ્રેજી કવિઓ ઉપર ચલાવવામાં આવેલો કેસ. )

( શેકસપીઅર, બાયરન, મીલ્ટન, ટેનીસન વગેરે જાણીતા કવિઓ ઉપર એક મોટો આરોપ મૂકવામાં આવે છે અને તેમના ઉપર રીતસર કામ ચલાવવામાં આવે છે. ફરિયાદ પક્ષ તરફથી એમ સાબીત કરવાતાં આવે છે કે

આ કવિઓ મોટા ગુન્હેગાર છે. તેમણે ઘણાં ક્રૂર કામો કરેલાં છે અને તેથી તેઓ શિક્ષાને પાત્ર છે. બચાવપક્ષ તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે જે ગુન્હાઓનો આરોપ કવિઓ ઉપર મૂકવામાં આવ્યો છે તે તેમણે જાણી જોઇને કરેલા નથી પણ તેમની ગાંડાઇથી કરવામાં આવેલા છે અને તેથી તેઓ સજાને લાયક નથી. બન્ને બાજુની તકરાર સાંભળ્યા પછી ન્યાયાધીશ બહુજ રમુજી રીતે પોતાનો ચુકાદો આપે છે. )

૬ કરણુ અને માધવ

( કરણુના કિલ્લાની સામે અલ્લાઉદ્દીનનું લશ્કર આવી પડેલું છે અને કરણુ એ લશ્કરની ચર્ચા જોવાને માટે રાત્રે બહાર નીકળેલો છે અને માધવ પણુ તેવીજ રીતે કિલ્લાની ચર્ચા જોવા જતા સામસામા મળે છે. )

૭ ગાયન (૩)

૮ ધંધાની પસંદગી

૯ એક તોતડાનો સત્યાગ્રહ

૧૦ અર્થાનર્થંકર શાસ્ત્રી.

( બહુજ થોડું સંસ્કૃત જાણુતા હોવા છતાં ઘણું જાણુવાનો ડોળ કરનાર એક કથાકાર ( હરદાસ ) પોતાની કથા શ્રોતા વર્ગની આગળ કરે છે અને જુદા જુદા શ્લોકોના કકડા એકઠા કરી વિચિત્ર અને તદ્દન નવાજ શ્લોકો બનાવીને બોલે છે. શ્લોકોના ખોટા અર્થ કરી પોતાની હોંશિયારીનો આડંબર કરે છે. )

# બીજો ભાગ.



૧૧ ક્રૂરસિંહ ઠાકોર અને વાણિયો.

૧૨ ગાયન (૪)

૧૩ 'Dumb Magic' (જાદુની કરામત)

૧૪ ગાયન (૫)

૧૫ ખુબસુરત બલામાંથી એક પ્રવેશ.

(રાજાનું ખૂન કરી શમ્સાએ ગાદી છીનવી લીધી છે છે અને ત્યાર પછી મરહુમના શાહજાદાના રક્ષક વફાદાર સેનાપતિ તૈફીકને શાહજાદો સોંપી દેવાને માટે સમજાવે છે. પણ તૈફીક માનતો નથી કારણ કે વખતે શમ્શા તેનું ખૂન કરે ત્યારે શમ્સા તૈફીકને તેને મારી નાંખવા માટે ધમકી આપે છે. તોપણ વફાદાર તૈફીક શાહજાદાને ન સોંપવાના દૃઢ નિશ્ચયની અંદર નિશ્ચલ રહે છે)

૧૬ સરસ્વતીચંદ્રમાંથી એક સંવાદ

૧૭ ગાયન (૬)

૧૮ ભટનું ભોપાળું

૧૯ ગાયન (૭)

National Anthem



ગાયન નં. ૧

યશદાઈ સદાય દયાય છે,
ધર્મતણું બીજ દયા જગતમાં;
વિરલજનો દાખે નિજ કૃતિમાં,
સ્વર્ગસદનનાં દ્વાર યશાળાં;
સતત વિશાળ રખાય છે—યશ૦ ૧

નિર્ધનીને પોષણનું સાધન,
શ્રીમંતકરમાં સઘળું નિજધન;
અન્નજીવન છે સત્ય આ જગમાં,
એથીજ સર્વ સધાય છે—યશ૦ ૨

અન્ન માટે લાખો ટળવળતા,
કૈક વ્હાલાં નિજ બાળો ત્યજતા;
કૈક મરણને શરણજ થાતા,
નિરખી હૃદય દઝરાય છે—યશ૦ ૩

પ્રાણ બચાવો ! પ્રાણ બચાવો,
વાણી એ જયાં ત્યાં સુણાય છે;
અશ્રુપુરણ નેત્રોને લુછવાં,
ધનિનાં દયાલ એ કાર્ય છે—યશ૦ ૪

સુણી અમારી નમ્ર વિનંતી,
આશ્રય દો પરમાર્થી ઉમંગી;

પુણ્ય પરમની પુનિત સુગંધી,
લલિત જગે પ્રસરાય છે—યશ૦ ૫
**લ. લા. વ્યાસ.**

ગાયન નં. ૭

અમે તો ભારતભક્ત કુમાર
અમારા ઉજ્જવલ અમૃતસાર—અમે તો૦
આત્મ પ્રબુદ્ધ અમારાં ઓપે
ઓપે રગરગ રાષ્ટ્ર
ચિન્તનવન્ત ક્રિયા અમ ઓપે
ઓપે ઓજ વિરાટ—અમે તો૦
જીવન જ્યોતિ સુધાને શિવતા
અમ અંતર ઉછવાસ
જ્ઞપ્તિ, શક્તિ ને સંસિદ્ધિ
અમ ઉત્થાન વિલાસ—અમે તો૦
યોગ અમે પ્રવૃત્તિ પ્રેર્યાં
ધરીએ સાંગોપાંગ
યજ્ઞ ઉંડેરા રાષ્ટ્રીયતાના
યજીએ ધર્મ્ય પુરાણ—અમે તો૦
બ્રહ્મતણા બ્રાહ્મણ અમ સર્વે
આર્યતણા અમ આર્ય
ગીતાગાન, કુરાન, અવસ્તા
અમ સ્વાતંત્ર્ય સુધાગ્ર—અમે તો૦

ગાયન નં. ૪

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના "સુધાચંદ્ર"માંથી.

સમજાવ્યું સખા કેરા સ્નેહે,
જાગી જયોત સ્વયં પ્રીતિ દેહે.
પ્રિય લોચને નવ તેજ પ્રેમ પ્રદીપના ચમકી રહ્યા
આ પુણ્યમય દર્શનથકી ઘન તિમિર પડ અળપી રહ્યા
કિરણ સ્પર્શે સુહૃદનાં આ હૃદ કુસુમ ઉઘડી ગયાં
આત્મ કમલે જ્ઞાનનાં પીયુષડાં ઉભરી રહ્યા
ત્યાંર જાદુ ફુંક્યાં સ્નેહી નેહે—સમજાવ્યું.

ગાયન નં. ૫

ઘુંઘટકે પટ ખોલ...રે, તોહે રામ મીલેંગે
ઘુંઘટકે પટ ખોલ.
ઘટ ઘટમેં બસે રામ રમૈયા સુમરત તું મત ભૂલરી
કહત કબીરા સુનો ભાઇ સાધુ, આસનપેં મત ડોલ
ઘુઘટકે પટ ખોલ.

ગાયન નં. ૬

(શ્રી કચ્છનીતિદર્શક નાટકસમાજના ન્યાયસિંધુમાંનું ગાયન)

દુખી દીલડું દર્દ જાણે દુખી (૨)
સુખીના મનને છે સંસાર......દુખી
વિરહના વિલાપે ખુટયું નયણે નીર (૨)
" " બળેલ મરેલું શરીર......દુખી

સંસારસમુદ્રે ડુબી પ્રેમ નાવ (૨)
તણાતી દિવાનો પ્રભુ તારી સહાય........ડુબી

ગાયન નં. ૭

(શ્રી વિશ્વરંગ નાટક સમાજના સતી સવિતામાંનું ગાયન)

કોઇ જન જાતિ ના રહેશે ના જગત રહેવાનું છે
જગનિયંતા નાથનું બસ નામ એક રહેવાનું છે....કોઇ
જો વિચારી જગત તારી આખોમાં ખીલતું દીસે
અસ્ત એક દિન તું સમજ ના તન જોબન રહેવાનું છે....કોઇ
જો વિચારી નાર તારી પલ ના તુજને છોડતી
દેહ શબવત થઇ જશે ત્યાં દૂર સૌ રહેવાનું છે....કોઇ
આવશે સૌ સાથના ને લાવશે કાઠી કફન
આગ અંગપર જ્યાં લગાડી શું પછી રહેવાનું છે....કોઇ
કર ભલાઇ સર્વ ભાઇ બેનને પશુ પંખી પર
દ્રશ્ય જગના દફ્તરે શુભ એ રસિક રહેવાનું છે...કોઇ

'ધંધાની પસંદગી'માંનું ગાયન.

કમાયા દ્રવ્યના બળથી, બચ્યું તે ખલકમાં જીવ્યું
કમાયા દ્રવ્ય વ્યાપારે, બચ્યું તે ખલકમાં જીવ્યું
કમાયા ખૂબ અક્કલથી, બચ્યું તે ખલકમાં જીવ્યું
કમાયા રોગબિછાને, બચ્યું તે ખલકમાં જીવ્યું
કમાયા દ્રવ્ય જ્યાં કષ્ટે, બચ્યું તે ખલકમાં જીવ્યું
કમાયા કામિનીકેરૂં, ખરૂં તે ખલકમાં જીવ્યું
કમાયા પ્રેમ આવાસે, ખરૂં તે ખલકમાં જીવ્યું